કાર; તેના મોં આગળ જઈ મુકાયું; ભુલી પોતાનો ભરથાર ॥ મીઠી૦ ॥ ૧૦ ॥ એક ગૌરે-દોવંતી ગોપકા, ભુલી દોહોણી તે તતકાળ; વળી વાછરૂ ગયાં વીસરી; તાણી બાંધ્યું પોતાનું બાળ ॥ મીઠી૦ ॥ ૧૧ ॥ એક મંદીરમાં હતી માનુની, તેને ઉપજ્યું કૌતક એક; પોતે પાળી વધારી પ્રીતશું, શાક નાંખ્યું શેરીમાંય ॥ મીઠી૦ ॥ ૧૨ ॥ એક બાળકને બોલાવતી પ્રેમે કરાવતી પેંપાન; એક સુંદર સેજ સમારતી: એમ નીસરી ધરતી ધ્યાન ॥ મીઠી ॥ ૧૩ ॥ એવી કૌતક વારતા ત્યાંહાં થઈ, થાય દરશન જાએ દુઃખ; વ્રજ નારી જોવા નીસરી, મન મોહનજીનું મુખ ॥ મીઠી૦ ॥ ૧૪ ॥ ટળવળતી આવી તારૂણી, દીઠા નાગર નંદકુમાર; રણછોડના સ્વામિયે શું કહ્યું, તેહને તુરત કરયો તુછકાર, મીઠી મોરલી શ્રવણ સુણી. ૧૫ પદ ૬

॥ રાગ વેરાડી ॥ મન મોહન કહે સુણો માનુની, તમો અહીં આવ્યાં કોણ કાજ; તમે નીરલજ થઈને નીસરયાં, લોપી માત પીતાની લાજ ॥ મન મોહન ॥ ૧ ॥ તમે એકલડાં વ

ન આવિયાં; વારૂ એ શું કરયું વીપરીત, નીશાં એ ગમન કરિયે નહિં, એ છે રૂડા કુળની રીત ॥મનમોહન૦ ॥૨॥ તમો જાઓ અબળા અહીં થકી, તમને કોણ લાગી કરમ ગત્ય; પણ વાંક તમારો સો વીનતા, પામીએ છે પરમત ॥ મન મોહન ॥ ૩ ॥ મને અચરજ લાગે છે એ ઘણું, છો આબળાનો અવતાર; તમે અણ તેડયાં શું આવિયાં, તજિ પોતાનો ભરથાર ॥ મન મોહન૦ ॥ ૪ ॥ વળિ પેઢી તમારો પુછશે, ત્યાં શો ઉત્તર દેશો આજ; પ્રેમદાનું પ્રાક્રમ જોઇને, મુખ બીડી હસ્યા માહારાજ ॥ મન મોહન૦ ॥ ૫ ॥ કોઈ કંથ તજિને કામની, વળી આચરશે કામ; વેદ વાયક બોલે વિનતા, તેને ત્રીલોકમાં નહિં ઠામ ॥ મન મોહન૦ ॥ ૬ ॥ માટે કુળ મુરજાદા ન મુકીએ, એ છે આબળાનો અધિકાર; ઘેરે અડશઠ તીરથ ઉપજે, ભાવે જો પુજીએ ભરથાર ॥ મન મોહન૦ ॥ ૭ ॥ એવી કૌતક વારતા ત્યાં કરી, ધરયા અણ શોભીત શણગાર; ધીક ધીક જીવીત તમ તણું, લજવી નથી લાજતી નાર ॥ મન મોહન૦ ॥ ૮ ॥ એવાં કઠણ વચન કહ્યાં

કાહાનજી લાગ્યો અબળાને અંગો અંગ; રણછો ડના સ્વામીયે શું કહયું, ભામની થઇ ગાતર ભંગ ॥ મન મોહન ॥ ૯ ॥ પદ ॥ ૭ ॥

॥ સામેરીની સાખિયો ॥ સાખી ॥

સામેરી સાહ્યર ઉલટયો, રત્ન તણાયાં જાય; કરમ વિના ભરે મુઠડી સંખ લે હાથ ભરાય ॥ ૧ ॥ સામેરી ઊંચો ગઢ દ્વારી કાં, જાદવ છપન્ન કોડ; ચોદેશ રત્ન ગર ધુણવે, ત્યાં રાજ્ય કરે રણછોડ ॥ ૨ ॥ સામેરી સોનાં સાટવે, ઉભી માણેકચોક, હું તુને પુછુ સામેરી, મારે શુળી ભલી કે શોક ॥ ૩ ॥ શોકથી મારે શુળી ભલી, હઇડે પાડે છેદ; શોકચ તણે બોલ ડે, મારી ક્ષણું ક્ષણું દાઝે દેહ ॥ ૪ ॥

॥ રાગ સામેરી ॥ હરી ન મલે તાંરે વિલંબ નવ કીજીએરે, સમરણ કરીએ શ્વાસો શ્વાસ; કાયાનો ભરૂસોરે કાંઇ કરવો નહિરે; એક પળમાં પામે નાશ ॥ હરિનામ ॥ ૧ ॥ જગત વેહેવારરે મળે તીરથ તણોરે, જે જેમ આવ્યું તે તેમ જાય; રાખ્યું નથી રેહેતું કોઇકની વતીરે તેનો શોક કરે શું થાય ॥ હરિનામ ॥

॥ ૨ ॥ સ્વારથ સુધીરે સહુ વળગી રહયું રે, અંતે કામ નહીં આવે કાંય; ઉદાશી તું રેહેજેરે આ સંસારથીરે જેમ મધુચંપક રહે વનમાંય હરિ ૩ ॥ આજ કાલ માંહીરે, ઉઠીને ચાલવું રે; તન ધન ધામ તજિ નીરધાર, એવુંને વિચારીરે ચીતમાં ચેતજોરે; પ્રીતમ પ્રભુ ભજ વારંમવાર ॥ હરી૦ ॥ ૪ ॥ પદ ॥ ૧ ॥

॥ રાગ સામેરી ॥ પુરવેને પુન્યેરે, પામ્યો આ દેહડીરે; હરિજન વિનારે એળે જાય, પાસેથી વટાવોરે કાંઇ રળયો નથીરે; તેને ધંન્ય કયાંથી ટાળે થાય ॥ પુરવેને ॥ ૧ ॥ ખાન પાન માંહીરે ખોઇ સહુ સંપ્રદારે, જ્યાં સુધી સુકીત હતૂં રે પાસ; જોગને કરતારે, રોગ વાધ્યો ઘણોરે ક્રોધ કરે તેમ તપનો નાશ, પુરવેને ॥ ૨ માન ગુમાનરે જ્ઞાન તો રેહે નહીરે, નહી મદપાને લાજ લગાર: લોભને કરતાંરે ધરમ રહે નહીં રે ના રહે કુસંગે વિવેક વિચાર ॥ પુરવેને ॥ ૩ ॥ સત સંગ કરીરે સાંસો ટાળજોરે, ફરી નહીં આવેરે આવો જોગ, પ્રીતમ પ્રેમેરે રસ પાઇને પીજીએડ; ટળી જાય જનમ મરણ ભય રોગ, પુર-

વેને પુન્યેરે ॥ ૪ ॥ પદ ॥ ૨ ॥

॥ રાગ સામેરી ॥ ફરી ફરી મુનશા રે દેહ મળવો નથીરે, બીજા અનેક ધરસો અ વતાર; નરતન જુગ તેરે જગતમાં છે નહીંરે, જે મ કોઇ કેળ ફળે એકવાર ॥ ફરી ફરી ॥ ૧ ॥ કંકર પથ્થરરે બહુ વીધી ખોળતાંરે, કાંઇક હીરલો આવેરે હાથ; કુંદન થવાનીરે, કાંઇ મળે અઊસધીરે, બીજાં રોખડીયાં ત્રન સાથ હરિ ॥ ૨ ॥સો હાથ દોરીરે, મેહેલે જો કુપમાંરે, બે આગળથી આવે બાહાર, એણીને રીતેરે જાણ તન તાહરૂંરે; પછી આવેરે ભવનો પાર ॥ ફરી ફરી ॥ ૩ ॥ ભમતાંને ભમતાંરે ભાએગ શું મ ળયુંરે, ભવ જળ તરવા કેરૂં નાવ; પ્રીતમ વિ ચારીરે, રૂદીયામાં રાખજોરે, હરિ ગુરૂ ચંરણે ભક્તિ ભાવ ॥ ફરિ ॥ ૪ ॥ પદ ॥ ૩ ॥

॥ રાગ સામેરી ॥ પીયાંણાને પોચાંરે તે ડાં તતબર થયાંરે, હવે અમે વળશું અમારે દે- શ; મણામને કેહેજોરે જે કોઈ અમને ઓળખેર, જેને હોય ભકતી તણો ઉપદેશ, પરિણાને ॥ ૧ ॥ રમવાંને આવ્યાંતાંરે સહચર સાસરેરે ર-

મિયાં જમિયાં ગમિયાં સંસાર; વેહેર નથી વા સ્યાંરે સહુ સાથે વહાલ છેરે, દેરાણી જેઠાણી ન રને નાર ॥ પરિણાને ॥ ૨ ॥ મહા સૂખ પામી રે; સઇયર હું તો સાસરેરે; પામી મારા સત ગુ- રૂનો પ્રતાપ, ભવ ભય ભાગ્યોરે, નામ નીરભે થયુંરે, ટળિ ગયો ત્રવિધી તનનો તાપ ॥ પી- યાણાને ॥ ૩ ॥ સખી કેને કહિયેરે સંવત અઢા રમાંરે; વરસતો ચોસઠો નીરધાર; આસોને ઉ- તરતાંરે કારતક બેસતાંરે, તીથી કહીએ પડવેને શનીવાર ॥ પીયાણાને ॥ ૪ ॥ છ ઘડી દહાડો ચઢતાં રે વૈમાન આવશેરે હળમળ કરીને બેસ શું માંય, અમારે તો જાવુંરે પેહેલડાને પોહોર માંરે; જે વેળા અનકુટ ઓછવ થાય ॥ પરિયા- ણા ॥ ૫ ॥ સગાંને સબંધીરે સઉ મળિ ચાલશેરે તો તે પછી પામશે વઈકુંઠ વાસ, પ્રીત કરીનેરે પ્રીછવુંરે, હરખથી ગાય છે હીમોદાસ ॥ પીયા ણાને ॥ ૬ ॥ પદ ॥ ૪ ॥

॥ રાગ કેદારીની સાખીયો ॥ સાખી ॥

કેદારો જબ કીજીએ, આધી રૈની હોય; હરી જન હોયસો હરી ભજે, ॥ મુરખ રૈહેવે સો-

ચ ॥૧॥ કેદારો જબ કીજીએ, મુખ પર જપીએ રામ॥ સરવ રાગનો દેવતા, કેદારો ભગવાન ॥ ૨ ॥ કેદારે કુંકણુ લવે , મોરલવે મહલાર ॥ સોરઠ તો સુડો લવે , હરિજન લવે કોપાર ॥ ૩ ॥ કેદારો અમ ઘેર પરૂણલા, પુરવા મનના કોડ ॥ ધન ધન નાગર નરસૈંયો, જેને ઘેર પધારયા રણછોડ , ૪ ॥ કેદારો અમ ઘેર પરૂણલા, શાં શાં ભોજન કરેશ, ખીર ખાંડ ઘ્રત રોટલી ॥ આંબા રસ ઘોળેશ, ૫ ॥

॥ રાગ કેદારો ॥ શા મળિયા તોરે શરણેહી, આવ્યો તાહારી આશરે ; લખરે ચોરાશી હું તો ભમી આવ્યો દુખ પામીને ત્રાશરે, શામળીઆ ૧ ॥ કામ ક્રોધ લોભ મોહ મદ મચ્છરા ષટશતરૂનો કરી નાશરે, આશા તૃશ્ના ઓર કલ્પના માયાની લારો પાસરે; શામળીયા, ૨ ॥ માત તાત સુત બંધુને દાર, સગાં સહોદર સારરે, અંત સમે કોઈ કામ ન આવે; માંથે જમનો મારરે, શામળિયા; ૩ પાપપુન્ય દો સંગ ચેલેગા; કરો સતસંગ અભ્યાસરે, દાસ રાજા કહે હરિને ભજીલ્લો; ચરણ કમળમાં વાસરે, શામળીયા

॥ ૪ ॥ પદ ॥ ૧ ॥ ॥ રાગ કેદારે ॥

॥ આવોરે અલબેલા વાલા, મોહન મારા રશિયારે, આવડી ને વારો કયાંરે લગાડી; કોને તે મંદિર વશીયારે, આવોરે ॥ ૧॥ તમને ટેવ પડી પર ઘરનીરે, હવે તે શી પેર કરીએરે; સંસારમાં કાંઈ સાર ન દીઠો, કે ને તે જોઇ જોઇ ઠરીએરે; આવોરે ॥ ૨ ॥ આજ પછી હરી એવું ન કરીએ, લોક હસારત થાશેરે; નરસૈંયાચા સ્વામી હમને તજશો; બીરદ તમારૂ જોશેરે ॥ આવોરે ॥ ૩ ॥પદ ॥ ૨ ॥

રાગ કેદારો ॥ તુ મારે ચાંદલીએ ચોટયો, સારી મુરત શામળિયો; ક્ષણું એક વાહાલા અળગા ન થાશો, પ્રાણજીવન વર પાતળિયો; તુ મારે ॥ ૧ ॥ખડકીએ જોઉં ત્યારે અડકીને ઉભો, બારીએ જોઉં ત્યારે બેઠોરે; શેરીએ જોઉં ત્યારે સન મુખ આવે; વહાલો અમૃતપેં અતિ મીઠોરે, તુમારે ॥ ૨ ॥ જમતાં જોઉં ત્યારે જોડે બેઠો, સુતો જોઊં ત્યાાર સેજડીએ; વૃંદાવનને મારગ જાતાં, આવીને વળગ્યો બેલડીએ; તુમારે ॥ ૩॥ પ્રીત કરે તેની કેડન મેલે, રસ આપે અ-

તિ રસિયોરે, નરસૈંયાચો સ્વામી ભલે મળીઓ રો મારા રદયા કમળમાં વશીયોરે તુમારે ॥૪॥ પદ ॥૩॥

॥ રાગ કેદારો ॥ ॥ ખંમ ખંમરે ચાંદલાંમાં કરીશ વાહાણલું, મારા માણુજીવ ઘેર આવ્યારે, પુરવે જનમની પ્રીતરે જે હતી; પુરૂશોત્તમ પધારયારે, ખંમ ખંમરે ; ૧ ॥ પેલા ભવનો વાલમીઓરે, ચઉદ ભુવનનો સ્વામીરે; જનમ કોટી કોટી તપ કીધાં, ત્યારે વીઠલ વર પામીરે; ખંમ ખંમરે, ૨॥ બપઇયા પેઉ પેઉ કરે; કોયલ મધુરે ભાસેરે, હું તને વારૂ કુકડલારે ॥ રખે વાહાણલું મકાશેરે; ખંમ ખંમરે ॥ ૩ ॥ ચંદ્ર વિંટયો જેમ ચાંદણીએ, તરૂવર વીટયો વેલીરે , ગોવિંદ વિટયો ગોવાલણીએ; હંસાગવની હેલીરે, ખંમ ખંમરે ૪ ॥ સાહર સોહીએ લેહેરે લેહેરે; જેસી લેહેર સારંગીરે, નરસૈંયાચો સ્વામી ભલે મળીયો , ગોપીવર ગોવિંદરે, ખમ ખમરે ॥૫॥ પદ ॥ ૪ ॥

॥ રાગ કેદારો ॥ રણછોડજી રણછોડજી મારે, શામળિયા શું લેહેણું રે; જમરાજાનું જેર

ને ચાલે; મારૂ ભાગ્યું ભવનનું મેહણુંરે, રણ-છોડજી રણછોડજી, ૧ ।। વાંચ્યા કાગળ વાહાલે વારી નાખ્યા; હુંડી વાળી પાછીરે સરખા સરખું જોયું મારે વાહાલે, બંધન નાખ્યાં કાપીરે; રણછોડજી, ૨ ।। મારા ઠાકોર શ્રી દામોદરજી જુગતે જાણે નહીં જાચુરે, નર્સૈ આચો સ્વામી; શામળિયો; આપ્યું નાણું સાચું રે, રણછોડ રણછોડજી ।। ૩ ।। પદ ।। ૫ ।।

રાગ કેદારો આવો મારા લાલ ગુલાલીઆરે, ઠાકોર કેસરે રંગ રસ ભીનારે; જો કોઇ તમને પ્રેમે બોલાવે, તે તમારે મન તેનારે; આવો ।। ચાંપી ચોળીને રંગભેર રોળી, કેની સંગે રમીયા હોળિરે જુવંતી જુથ સબ ચાલી આવે; કોણ ભાંમની મળી ભોળીરે ।।આવો ।। ૨ ।। સવારે વસંત તમારે મારાવાલા, તમે વસંતના વાંકારે; જીં ગોપી ગોવાલની મંડળી, ઉડીત અબીલ ગુલાલરે ।। આવો મારા ।। ૩ ।। એ સુખ જોઇ મારા હઇડામાં હરખું, દરશન દેજો દહાડી દહાડીરે; રણછોડ પ્રેમ સખી પ્રીયા પીતમ, આં.

ખ્યો થઇ મારી ટહાડીરે ॥ આવો મારા ॥ ૪ ॥

પદ ॥ ૬ ॥

રાગ પંથીડાની સાખીઓ ॥ ॥ સેજ ઉજળિ ફુલ ઉજળે, ઉજળે ચંદા રેહેન; શામ શાલુણા મેરે પીઉ બિના, ઉજડ ભયેદો નેન ॥ ૧ ॥ પિયા પિયા કરતિમેં પિલિ ભઇ, લોક કહે પંડરોગ; છાંનિ લાંઘણુ મેં કરૂં, મેરે પિયા મિલન સંજોગ ॥૨॥ મેં પ્યાસિ મેરે પિઉકિ, જલમેં બેઠે નહાય; શિરપર પાણિ ફિરવલે, મેરે પિયા બિના પાસ ન જાય ॥૩॥ જો મે એસો જાનતિ, મિત કરે દુખ હોય; નગર ડંડેરા ફેરવું, એસિ પ્રિત કરે નહિં કોય ॥ ૪ ॥ પ્રિત જાંસુ કિજીએ, જાંમે ગુન બતિસ, ભિડ પડિ હોય આઝણે, આખર દેવે શિશ ॥ ૫ ॥ પ્રિત જાસું કિજીએ, જેસે ટંકણ ખાર; આપ ઝલે પર રિઝવે, ભાગ્યાં સાંધે હાડ ॥ ૬ ॥ વાહાલા શું વઢિએ નહિ, ચુકિ ન દિજે ગાળ; થોડે થોડે પિત છાંડિએ, જેમ સરોવર છાંડે પાળ ॥ ૭ ॥ રાસમંડળ ગિરધર રચ્યો, રાધાજીકે કંથ; વ્યાકુળ ભઇ સબ સુંદરિ, ઢુંડન લાગિ પંથ ॥ ૮ ॥

રાગ પંથિડો ॥ પંથિડાને ન્યાળતિરે હો, જોતિ હું તો પિતાંબર પગલાં; મધ્ય નિસાંસ મેરે હો, ભરતિ હું તો લડ સડતિ ડગલાં ॥ ૧ ॥ સ્યામા સ્યામને રેહો, હીડું હું તો મારગડે જોતી; નૈણે મારે નીર ઝરે રેહો; ચતુરા ચીરવડે લો હોતી ॥ ૨ ॥ ચો દેશ ન્યાળતી રેહો, જાણે હું તો વન ચરતી હરણી; સુધ બુધ વીસરીરે હો; પ્રભુ મારા એ તાહારી કરણી ॥ ૩ ॥ ગોપી સઉ ટોળે મળીરે, હો; મનડામાં કીધોરે એક વિચાર, ચાલો સૈરો ત્યાં જઇએરે હો; જયાં હોય નાગર નંદ કુમાર ॥ ૪ ॥ જઇને પુછયું દ્રુમનેરે હો, દીઠા કોઇ નાગર નંદકીશોર; આણે આણે મારગડેરે હો, આવ્યાં અમે લક્ષ ચોરાશી વારા ॥ ૫ ॥ ભુલી ભુલી ત્યાં ગઇરે હો, જ્યાંહાં શ્રી જુમનાંજીની તીર; વાહાલો અહિંયાં બેસતારે હો; જમતા કરમ લડોને કુર ॥ ૬ ॥ વાહાલો વાતા વાંસળી હો, વાહાલાજી શું પુરવ જનમની પ્રીત; લેખણ કર ગ્રહીરે હો, અક્ષર લખવા નંદ કુમાર; અક્ષર હું તો કેમ લખુંરે હો, બાઇરે મારે નઇણે વહે જળ ધાર; જોબન મેં તો જાળવ્યુંરે

હો, જાણ્યું મારા ભુધરને ભેટ કરશ; જો હરિ નહિ મળેરે હો, બાઇ મારા પાપી પ્રાણ તજિશ ॥ ૮ ॥ જ્યારે એ શું પ્રીત કરીરે હો, મનડામાં હતીરે મોટી આશ; નરસૈંઆચો સ્વામી મળયોરે હો, વાહાલે મારે ફરી રમાડયારે રાશ; રજની તો કીધીરે ખટ માજ ॥ ૯ ॥ પદ ॥ ૧ ॥

રાગ સોહણી ॥ ॥ મીઠડા બોલ્યા નાથરે, આવો મારા મીઠડા બોલ્યા નાથરે; એક ઘડી એકાંતે આવો તો, કહું મારાં મનડા કેરે વાતરે, આવોને મારા મીઠડા બોલા નાથરે ॥ ટેક ॥ ૧॥ આજ અનંદ મારે અતિ ઘણો, વાહાલે પ્રેસે સહાયો માહારો હાથ, તરીયા તોરણ મારે દ્વારે બંધાવું, મંગળ ગવરાવું સારી રાતરે; આવોને ॥ ૨ ॥ વંદ્રાતેવનની કુંજલમાં, સહુ સખીયોની સાથે; નરસૈંયાચા સ્વામી સંગે રમતા; હવે તો હુવો પરભાતરે, આવોને ॥ ૩ ॥ પદ ॥ ૧ ॥

રાગ રામગ્રી ॥ ॥ હું શું જાણું જે વાહાલે મારે મુજમાં શું દીઠું વારે વારે સામું ભાળે, મુખ લાગે મીઠું. હું શું જાણું જે વાહાલે મુજમાં શું દીઠું ॥ ટેક ॥ હુ વઢું ત-

રહોડું તોયે રોસ ન લાવે, કાંઈ કાંઇ મીસે મારે ઘેર આવી બોલાવે; ॥ હું શું જાણું ॥ ૧ ॥ હું જાઊ જળ જમુનાં ત્યાંહાં પુંઠે પુંઠે આવે, વગર બોલાવે મારૂં બેડલું ચડાવે; હું શું ॥ ૨ ॥ મુને દુર થકી દેખી વાહાલો દોડયો આવે ડોટે, પોતાની માળા કાહાડીને પેહેરાવે કોટે; હું શું ॥ ૩ ॥ એકલડી દેખી ત્યાંહાં મુને પાવલેરે લાગે રંગ થઇ દીન થઇ કાંઈ મારી પાસે માગે; હું શું ॥ ૪ ॥ મુજને જ્યાં જાતી જાણે ત્યાં આડો આવી ઢુંકે, દયાનો પ્રીતમ મારી કેડ ન મુકે; હું શું ॥ ૫ ॥ પદ ॥ ૧ ॥

રાગ રામગ્રી ॥ ॥ રાધે તુજ પારીને બીજું અવર ન કોઇ, જેને જગત મોયું તે તુને રહયો મોહી; રાધે તુજ પિયારીને ॥૧॥ ગોકુળની ગોપી સઉ એને પુંઠે ભમે છે, રાધા તારા વાહાલાને તારી ગાળો ગમે છે; રાધે ॥ ૨ ॥ વ્રજમાં સરવેને નાક ઘસાવે છે, રાધા તારો વાહાલો ઘેર અણ તેડો આવે છે; રાધા ॥ ૩ ॥ હું પણ જાણું જે એનું મળવું તે કયાંથી, ક્ષણું એક અળગો ન થાય તારે ત્યાંથી; રાધા ॥ ૪ ॥ તેં વશ કી-

ધો દયાનો પ્રીતમજી, હું શું જાણું જે તેં તો રાધે તુજ પિયારીને બીજું અવરન કોઇ ॥ ૫ ॥ પદ ॥ ૨ ॥

॥રાગ કાફી ॥ કાનુડો કામણ ગારોરે ॥ સાહેલી આતો ॥ ટેક ॥ કાનુડો કામણ ગાળો રસ ભર્યોને રૂપાળો ॥ આશો આંખડલીનો આ ળોરે સાહેલી આતો ॥ ૧ ॥ રંગ રાતો મદમા તો વાંસળીમાં ગીત ગાતો ॥નઇણાશું કરેછે વા તો રે સાહેલી આતો ॥ ૨ ॥ જળ જમુના ગઇ તી પાણી, પ્રેમ પીડા ભરીઆણી, ઘેલી થઇ હું આવી છાની રે, સાહેલી આતો ॥ ૩ ॥ તેં ક હયું તે મેં ન માન્યું, આજ મારી જાને આણ્યું આતડું મેં નોતું જાણ્યું રે, સાહેલી આતો ॥ ૪ ॥ બેહેની તારે પાયે લાગું વાહાલા વીના ઘેલું લાગ્યું ; દયાનો પ્રીતમ માગું રે, સાહેલી આતો ॥૫॥ પદ ॥૧॥ ॥ રાગ પંચમ પ્રભાત ॥ જાગો રે જસોદાના જીવણ વાહાણલાં વાહાયાં, તમા

ઓશીકે મારાં ચીર ચંપાયા, જાગોરે ॥ ટેક ॥ ૧ ॥ પાસુરે મરડોતો વાલા, ચીર લેઉરે તા ણી, સરખી સમાણી સઇયરો સાથે, જાવું છે

પાણી ; જાગોરે ॥૨॥ પંખીડાં બોલેરે વહાલા રજની રહી થોડી, સેજલડીથી ઉઠો વાહાલા ; આળસડાં માંડી ॥ ૩ ॥ સાદડી પાડું તો વાહાલા ; લોકડીયાં જાગે, અગુઠો મરડુતો પગના ઘુઘરા ગાજે ॥ ૪ ॥ સાસુડી જાગેરે વેરણ નણદી જાગે; ઓ પેલી પાડોશણને ઘેર વલોણું વાગે ॥૫॥ જેને જેવો ભાવ હોય તેને, તેવું રે થાએ, નરસઇયાચાસ્વામી વીના રખે વાહાણલું વાએ ॥ ૬ ॥ પદ ॥ ૧ ॥

॥ રાગ દેશી ચાલતી ॥ જસોદાના જીવણ ઉભા ; જુમનાને તીરે, મોરલી વજાડે મોહન, મધુરી ધીરે ॥ ૧ ॥ પીતાંબરની પલવટ વાળી, ઉર લેહેકે માળા, કાંન બીચ કુંડળ લળકે, દીસે રૂપાળા ॥ ૨ ॥ પ્રભાતે ઉઠીને ગોપી, ગઉને હેરાવે, ઓ કાનુડા ઓ કાનુડા, કહી ન બોલાવે ॥ ૩ ॥ આજતો અમારી ધેને દુધ થોડેરાં દીધાં, રખેરૂ શામળીએ વાલે દોહીને પીધાં ॥ ૪ ॥ સાંભળ રે સલુણી શામા વાતલડી મારી, તુજ સરખી સલક્ષણી છે : ગાવલડી તારી ॥ ૫ ॥ એવાં એવાં વચન સુણી ગો

પી આનંદ પામી, ભકત વત્સળ ભુદરજી મ
ળીયા મેહેતા નરસઇના સ્વામી ॥ ૬ ॥ પદ ॥
॥ ૨ ॥

॥દેશી ચાલતી॥ ભોળીરે ભરવાડણ
હરીને વેચવા ચાલી ; સોળ સહસ્ત્ર ગોપીના
વાહાલાને, મટુકીમાં ઘાલી ॥ ૧ ॥ અનાથના
નાથને વેચે, આહીરની નારી, શેરીએ શેરી
એ શાદ પાડે, લ્યો કોઇ મોરારી ॥ ૨ ॥ મટુ
કી ઉતારી માંહી મોરલી વાગી, વ્રજનારીને
સેજે જોતાં, મુરછા લાગી ॥ ૩ ॥ બ્રહ્માદીક સ
દ્રાદીક સરખા કઉતક પેખે, ચઉદ લોકના ના
થને કાંઇ મટુકીમાં દેખે ॥૪॥ ગોવાલણીના ભા
ગ્યે પ્રગટીયાં ; અંતરજામી દાસલડાને લાડ લ
ડાવે ; નરસઇયાચા સ્વામી ॥ ૫ ॥ પદ ॥ ૩ ॥

॥ દેશી ચાલતી ॥

વાહાલાને જોતાંરે મહારી ભુખલડી ભાગી, ઘ
રમાં રહીને શું કરૂં ; મારી આંખલડી લાગી
॥ ૧ ॥ શામળી સુરતેં મન, મોહીને લીધું,
કાંઇ શામળીએ વાહાલે, કામણ કીધું ॥ ૨ ॥
સંસારીનું સુખ હું તો તજીને બેઠી, મધુરી સુ

રતી મારે, પાંજરીયે પેઠી ॥ ૩ ॥ સોનાની સાંકળીએ મુને, બાંધીરે તાણી ; મનડાની વાતો રે પેલે, મોહને જાણી ॥ ૪ ॥ તુજ મુજ વચે વાહાલા, અંતર નથી, નરસઇયાચા સ્વામીની લોકે, કથની કથી ॥ ૫ ॥ પદ ॥ ૪ ॥

॥દેશી ચાલતી ॥ આજનો માંડવડો મારો, મોરગડે છાયો, રાધાજીની સંગે વાહાલો, રમવાને આવ્યો ॥ ૧ ॥ ગોફણીએ ઘુઘરડી ઘમકે, રેશમની દોરી, શામળીયો શામળા રંગે, રાધીકા ગોરી ॥ ૨ ॥ દહીદુધ ને કરમલડો, માંહી સાકર ઘોળી, મારા વાલાજી આરોગે, પીરસે ભમર ભોળી ॥ ૩ ॥ સોળે ને સણગાર સજ્યા સખી, ઓઢણું સાડી; શ્રી વ્રંદાવનમાં વીઠલ સાથે, રમત માંડી ॥ ૪ ॥ અખંડ હેવા તણ મારે એ વર રૂડો, નરસઇયાચા સ્વામીએ મુજને; પેહેરાવ્યો ચુડો, ૫ ॥ પદ ॥ ૫ ॥

॥ દેશી ચાલતી ॥ મારેરે આંગણિયે કોને, પંચમ ગાયો, ઘશ મસ્યા આવીને વાહાલે; પાલવ સાહયો ॥૧॥ પીતાંબર હાર; ગળે મુગટ શોભતો, મદરે ભરયોરે પ્રભુ માનની

મોહતો ॥૨॥ વાંસલડી વાઇને વાહાલે; મોહ પમાડી, પ્રેમ શું પાતળિયે વાહાલે; રૂદિયાશું ભીડી ॥ ૩ ॥ મંદિરીયામાં આવી વાહાલે, માંડયો વિહાર; ભણે નરસઇયો પામી, પુરણ આધાર; ૪ ॥ પદ ॥ ૬ ॥

દેશી ચાલતી ॥ ॥ કૃષ્ન કૃષ્ન કૃષ્ન કરતાં ઉ ઠારે પ્રાણી, કૃષ્ન વીના જે બોલો, તે મીથ્યા રે વાણી ॥ ૧ ॥ કૃષ્ન માતા કૃષ્ન પીતા, કૃષ્ન સ હોદર ભાઈ, અંતઃકાળે જવું એકલાં, ત્યારે કૃષ્નની સગાઇ ॥ ૨ ॥ કૃષ્ન નામે ગુણકા તારી અહલ્યા ઓધારી, કૃષ્નાજીના નામ ઉપર; જા ઉં બરહારી ॥ ૩ ॥ કૃષ્ન કૃષ્ન કેહેતાં કૃષ્ન સર ખારે થઇયે, ભણે નરસઇયો કૃષ્ન કેહેતાં; વઇ કુંઠે જઇએ ॥ ૪ ॥ પદ ॥ ૭ ॥

॥ દેશી ચાલતી ॥

મહીડું રે મથવા ને ઊઠયા, જસોદા રાણી, વિસામો ખવરાવા ઉઠયા, સારંગ પ્રાણી ॥૧॥ રત્નાગર ભણેરે પ્રભુ, મુજમાં રત્નાગર, ઠાલો માલો કાલો ઘેલો, શું કરશે મથી ॥ ૨ ॥ મે રૂરે ભણે રે હું તો ચો દેશ ગાઠો, હવેનો રવઇયો

કરશોકે ; જાઉં રે નાઠો ॥ ૩ ॥ વાસુકી જાણેરે મારી, શી પેર થાશે, હવેનું નેતરડું કરશોકે જીવડો જશે ॥ ૪ ॥ મહાદેવ જાણેર મારી; શીપેર થાશે, હવેનું હળાહળ વીખડું, તે કેમ પીવાશે ॥ ૫ ॥ દેવતા જાણેર અમને, અમ્રીત પાશે, ભણેરે નરસઇયો ફુલની વ્રસ્ટીઓ થાશે ॥ ૬ ॥ પદ ॥ ૮ ॥

॥દેશી ચાલતી ॥ ઓ પેલો ચાંદલીઓ, મા મને રમવાને આલો; નક્ષત્રવેણીને મારે ધુજલીએ ઘાલો ॥ ૧ ॥ લોકને ઘેર નાંહાંનાં બાળક, ત્યાંહાં કયાંહાં આડોરે થાએ ચાંદલીઓ આકાશ વસે તે; કરી અપાએ ॥ ૨ ॥ રૂવેરે રૂવેરે પેલો ચાંદલીઓ જુવે, માતારે જશોદા હરનાં આંસુડાં લુવે ॥ ૩ ॥ સોનાનું પારણીયું મારે, હિરની દોરી; ધુમરડી ઘાલેરે માતા, જશોદા ભોળી ॥ ૪ ॥ થાળીમાં જળ જુમનાં ભરિયું, ચાંદલીઓ દાખ્યો ॥ ૫ ॥ પદ ॥ ૯ ॥

॥ રાગ વેળાવળનાં પદ લખ્યાં છે ॥

પ્રભાત ॥ ॥ હુયે આવ્યો એક દોડતો રાય રાવણ પાસે, શીશ નામી પછી બોલીયો; કેમ

બેઠા અવારો, દુત ॥ ૧ ॥ રામ લક્ષમણે ઘડ ઘેરીઓ, સાથે સુગ્રીવ સંપે; હનુમાન હાક વાગતાં, કુણું કાળજ કંપે; દુત ॥ ૨ ॥ ત્રંબક જેણે તોડ્યું, રાય જનકને દુવારે; તેની સીતા સીદ લાવીયા, બળ દિઠું ત્યારે; દુત ॥ ૩ ॥ ભાઈ તમારા અભાગીયો, વીભીશણ રણ આવ્યો; જોદ્ધા બીજા જોરાવર ઘણા, રામ સંગાથે લાવ્યો; દુતરે ॥ ૪ ॥ સાગર સેતૂ બાંધીને, સેન્યા પાર ઊતારી; દળ વાદળ અતિ દોડતું, સઉને નાખશે મારી દુતરે, ॥૫॥ સસ્ત્ર શોભે વી હાથમાં, ચીન્ત ચળ્યું મારૂં જોઈ; ધનુશય ચઢયાં રામના, સુધબુધ મારી ખોઇ; દુત ॥૬॥ ગદાગ્રહી કોઇ હાથમાં કોઇ કુદંતા આવે, કાંગરે વાંદર વીટાઓ; સીતા સીતા બોલાવે, દુત ॥ ૭ ॥ ભાગોળે ભડતો આવીયું, ગઢ તોડયો તમારો પ્રભાતના પ્રભુ ચઢી આવીઆ; નથી વાંક અમારો, દુતરે આવ્યો એક દોડતો ॥ ૮ ॥ પદ ॥ ૧ ॥ ॥ રાગ ઉપરનો ॥ રાવણ દુતને દાખવે, મતિ કંકર મંદ; રામ ચઢી આવી શું કરે અહીં બેઠા છે બંદા, રાવણ ॥ ૧ ॥ અહ્યા

અલ્યા દળેરે વંદરનું દેખીને, શું સોચે અભા
ગી, ગઢના તો ઉપર ગડગડે, રહ્યાં ત્રંબાળુ
વાગી, રાવણ ॥ ૨ ॥ જનકને ઘેર રામે જય
કર્યો, રામ ઘેર જય મારો, લાવ્યો સીતાને છું
લંકમા, વંક સ્વામી હું તારો ॥ રાવણ ॥ ૩
કુંભકરણ ભડ બાંધવો, ભીડ ભંજન ભાઇ,
ક્ષણ રણ રાક્ષસ રોળશે, ફરે મારી દુવાઇ
॥ રાવણ ॥ ૪ ॥ શેનુ બાંધી તેણે શું થયું,
આપણ બાંધીશું રામ; લક્ષ્મણને મુરછા કરૂં॥
મારૂં રાવણ નામ, રાવણ ॥ ૫ ॥ દળેરે વાંદ
ર દેખી શું ડરે, ભારે ભડગડ માંથે; શસ્ત્ર
અંબાર અતિ ઘણો, બળીયા પડીશું બાથે ॥
રાવણ ॥ ૬ ॥ ધનુશે ધનુશ તોડું રામનું; સ
ર સાંધીને મારૂ; ગદા ગ્રહી ફેંકું સાગરરે;
ધીર મનમાંહી ધારૂ ॥ રાવણ ॥ ૭ ॥ ભટને
દેખીશું ભડકીયો; કાયો કીકર કહીએ, પ્ર
ભાના પ્રભુને હું તો નહિ નમું, સત્ય વાણીએ
લહીએ ॥ રાવણ ॥ ૮ ॥ પદ ॥ ૨ ॥

॥ રાગ ઊપરનો ॥

મનોદરી સ્વામીને કહે, સુણી સરવે વચન;

જગતપતીને જાણ્યા નહી, નીરખી ને લોચન મંદોદરી ॥ ૧ ॥ શીતા સતીને શીદ લાવીયા દુષ્ટ બુદ્ધીએ દાખી, પરહરયું પુન્ય તે દીનનું, રૂડી રીત ન રાખી ॥ મનોદરી ॥ ૨ ॥ નો હોતી ખોટ નાથ નારીની, પુત્ર પુત્રિ અપાર, શા કારણ એ સાધવી, લાવ્યા સિતા અસાર, મનોદરી ॥ ૩ ॥ મનુષ નથી રામચંદ્રજી, સોળ કળા સહીત, અવતરિયા ભક્ત રક્ષણે, કામ ક્રોધે રહિત ॥ મંદોદરિ ॥ ૪ ॥ અવધપતિનેરે દુભિયા, અવધિ આવિ તમારિ, ચેતિ શકાયતો ચેતજો, રતિ મતિ અમારિ, મનોદરી ॥ ૫ ॥ બળિયાનિ સાથે બાથછે, નાથ તે થકિ નમિએ, સિતા આપો શ્રી રામને, દેહ તેની ન દમિએ, ॥ મંદોદરિ ॥ ૬ ॥ મારૂં કહયું જો માનો નહિ તેથિ થાશે વિનાશ, લંકા ઘટ એ લુટશે, આવ્યા શ્રી અવિનાશ ॥ મંદોદરિ ॥ ૭ ॥ ઘટતું હતું એટલું કહયું, કરો ઘટમાં વિચાર, મભા શંકરના નાથને, કિજીએ નમસ્કાર ॥

મંદોદરિ ॥ ૮ ॥ પદ ॥ ૩ ॥

રાગ ઉપરનો ॥ રાવણ કેહે સુણ

॥ વાત મારી સાંભળોને મારા બાપ ॥ ૧ ॥ ઘ-
રડા થયા હજુ ગમ્યા નહીં ગોવીંદ ॥ કીધાં કુ-
રમ બહુ પાપ ॥ તમે કરયું એવું મને કરાવો
॥ બુદ્ધિ તમારી જાણે સાપરે ॥ વાત મારી ॥
૨ ॥ એવી શીખામણુ ન દેશોરે ડોસા ॥ જ-
પો અજંપા જાપ ॥ તમે અમે મળી કુળનેરે
તારીએ ॥ થાય લક્ષચોરાશી માફરે ॥ વાત મા-
રી ॥ ૩ ॥ હું હવે કયારે ભકિત ન મુકું ॥ મા-
રી પડી ભકિતની છાપ ॥ નાક ઉલટું વધારી-
ને આપું ॥ કાપું જનમ મરણ સંતાપરે ॥ વાત
મારી ॥ ૪ ॥ ડગમગતા તમે મુકોને ડોસા ॥
હરી ચરણે ચિત્ત થાપો ॥ કહે ઘેલો પીતા પ-
ળ પળ માંહે ॥ સંસાર બળે ત્રણ તાપોરે ॥
વાત મારી ॥ ૫ ॥ પદ ॥ ૨ ॥

॥ રાગ ઉપરનો ॥ ॥ સાંભળોને મા-
રી માડીરે વાત મારી ॥ સાંભળોને મારી મા-
ડી ॥ ટેક ॥ માતા તને હું પાયે પડું છું ॥ ભ-
કિતમાં શું પડે આડી ॥ સાપણ સરખા તારા
ઢંગ જણાય છે ॥ ધન ગોપીજન લાડીરે ॥ વા-
ત મારી ॥ ૧ ॥ સગા સબંધી ને વેવાઇ પરૂ-

ણા ॥ તેને ઘી પીરસે આડી વાડી ॥ સંતોને દેખીને મોં મચકોડે ॥ પડશો નરકની ખાડીરે ॥ વાત મારી ॥ ૨ ॥ મારૂં મારૂં કરતી ઘરડી થઈ ને ॥ મુનસ્યા દેહ વણસાડી ॥ કાંતી કાંતીને ચુલા પુંઠળ દાટયું ॥ એ તે જશે કોઇ કહાડીરે ॥ વાત મારી ॥ ૩ ॥ ભજ ભગવાનને મેલ લવારો ॥ પાડો જણશે કે પાડી ॥ કેહે ઘેલો છેક ઘચડપણ આવશે ॥ ઉઠી જાશે તારી વાડીરે ॥ વાત મારી ॥ ૪ ॥ પદ ॥ ૩ ॥

॥ રાગ ઉપરનો ॥ ॥ શું અમને સમજાવેરે છોકરા, શું અમને સમજાવે ॥ ટેક ॥ મીઠી મીઠી તું વાત કરીને ॥ ઘર મારૂં ભેળાવે ॥ મારારે કુળમાં ભકિત નથી જાણી ॥ તું તો ભલો અમને ભમાવેરે ॥ છોકરા ॥ ૧ ॥ અમે કરતાંરે જો તારારે જેવું ॥ તો માંથે ધોળાં કેશ આવે ॥ હરિ બિચારે સારી બૂદ્ધી આપી ॥ સંસાર સારો ચલાવેરે ॥ છોકરા ॥ ૨ ॥ તાણી તરીલાં સહુનાં કરીએ પુરાં ॥ સંસારમાં આબરૂ કહાવે ॥ ભકિત માંડી સહુ બરકત નાઠી ॥ પાછળથી નામ બોળાવેરે ॥ છોકરા ॥ ૩ ॥ સંસાર માહા

સોને ઘરડાંને પાળો ।। ભકિત મુકોને ભાઇ હાવે ।। હરી ભજતાં અમે શીદને વારીએ ।। ઘડપણમાં એ વાત ફાવેરે ।। છોકરા ।। ૪ ।। અમે છોકરાં રામ રામ કહીએ ।। તારા સમજ્યામાં ન આવે ।। ઘેલા ઘરમાં ઘાલી સમજાવીએ ।। તો માણસની ઓળમાં આવેરે ।। છોકરા ।। ૫ ।। પદ ।। ૪ ।।

।। રાગ ઉપરનો ।। ।। રામ ભજોને મારા મોટારે ।। હવે તમે રામ ભજોને મારા મોટા ।। ટેક ।। સમજ્યા વિના શીખામણ દયો છો ।। એ મનસુબા ખોટા ।। હરિ ભકિત વિના ભવ નહિં તરીએ ।। જમડાના વાગશે સોટારે ।। હવે તમે ।। ૧ ।। ઉંધાં છતાં કુડાં કરમ કરીને ।। નાતમાં લાહ્યા લોટા ।। રામ ભજ્યા વિના કિધું સઉ કાચું ।। ગળે નીકળશે ગોટારે ।। હવે તમે ।। ૨ ।। સંસારની માયામાં સરવે લુટાયા, બુડી ગયા મોટા મોટા; કાળ આગળ કચરાઇ ગયા છે ।। જેમ દારૂજ કેરા ટેઠારે ।। હવે તમે ।। ૩ ।। નામ તમારે જો રાખવું હોય તો ।। હરી ભજીને થાવ મોટા ।। કેહે ઘેલો શીખામણ

છેલી ॥ દેહી પાણી તણા પરપોટારે ॥ હવે તમે ॥ ૪ ॥ પદ ॥ ૫ ॥

॥ રાગ ઉપરનો ॥ ॥ ભકિત કરજે મારા ભાઈરે, છોકરા ભકિત કરજે મારા ભાઇ ॥ ટેક ॥ દશ વરસ પશુપણામાં ખોયાં, ને જવાની આવી છે ધાઈ; જુદું રેહેવાનું તમે કરો છો, કાળ નાંખશે તુને ખાઇરે ॥ છોકરા ॥ ૧ ॥ નાત જાતને સગાં સબંધી, લાજે મુઆં ધાઇ ધાઇ; સપનાનું ચટકુ ઝાકળ જેવું, અંતે ખોટી સગાઇરે ॥ છોકરા ॥ ૨ ॥ સાધુની સંગે હરી ભજનમાં, રામ ચરણે ચીત લાઇ; સંસારને નામે મેલોને પુળો, દુખ દાળીદ્ર દુર જાઇરે ॥ છોકરા ॥ ૩ ॥ જવાનીમાં.જે કરશો તે થાશે, ને ઘડપણમાં લાગશે લાઇ; કેહે ઘેલો કાંઇ તન તપાશીએ, શું રહયો છું મન મુંઝાઇરે ॥ છોકરા ॥ ૪ ॥ પદ ॥ ૭ ॥

॥ અથ હિંડોળાનાં પદ ॥

॥ રાગ ગોડી ॥ ॥ બ્રજકે આંગણુ મચ્યો, હિંડોળો બ્રજકે આંગણુ મચ્યો; ચઉદ ભુવનકી શોભા નીરખત, શંકર ટાંડવ ના-

સુંદરી ॥ ઘેલી ઘેલું શું બોલે ॥ રામ લક્ષમણ
ક્ષણમાં હણું ॥ નહી મારે એ તોલે ॥ રાવણ ક
હે ॥ ૧ ॥ કુમક કરે કુંભકરણએ ॥ મરડી કર
ડી લે ખાઇ ॥ પુત્ર ઇંદ્રજીત આવશે ॥ સવાલક્ષ
જમાઈ ॥ રાવણ ॥ ૨ ॥ સેન્યાપતિ સાત લક્ષ
છે ॥ અતિ બળિયા અપાર ॥ દાનવ માનવ મા
રશે ॥ રામ સેન્યા સંહાર ॥ રાવણ ॥ ૩ ॥
સ્વર્ગ મ્રત્યુ પાતાળમાં ॥ આણ વરતે અમારી
નાક છેદયું મારી બેનનું ॥ એતો નણદી તમા
રી ॥ રાવણ ॥ ૪ ॥ જનક સુતા જોઇતી હતી ॥
રામે ત્યાં થકી લીધી ॥ તેરે દીવસનું વેર છે ॥
માટે ચોરીજ કીધી ॥ રાવણ ॥ ૫ ॥ ડરૂં નહી
રામ દેખીને ॥ હામ હઇએ અપાર ॥ શતરૂભાવે
સનમુખ મરૂં ॥ પામું પદ રજ સાર ॥ રાવણ
॥ ૬ ॥ મરણ થતાં શરણ પામશું ॥ લંકાં જા-
તાંમાં જડશે ॥ વૈકુંઠ પદવી પામશું ॥ જમ કિં
કર ખડશે ॥ રાવણ ॥ ૭ ॥ અવીનાશીને હું
ઓળખું ॥ દેહ ધરી મુજ કાજે ॥ પ્રભાશંકર
ના સ્વામીને સીતા આપું ન આજે ॥ રાવણ ॥
૮ ॥ પદ ॥ ૪ ॥

॥ રાગ ઉપરનો ॥ સુખ દુખ મનમાં ન આણીએ ॥ ઘટ સાથેરે ઘડીયાં ॥ ટાલ્યાં તે કોઇનાં નહિં ટળે ॥ રઘુનાથનાં જડીયાં ॥ સુખ દુખ ॥ ૧ ॥ નળ રાજા સરખો નર નહીં જેની દમયંતી રાણી ॥ અડધે વસ્ત્રે વનમાં ભમ્યાં ॥ ન મળ્યાં અનને પાણી ॥ સુખ દુખ ॥ ૨ ॥ પાંચ પાંડવ સરખા બાંધવા ॥ જેને દ્રૂપદી રાણી ॥ બાર વરસ વન ભોગવ્યાં ॥ નયણે નીંદ્રા ન આણી ॥ સુખ દુખ ॥ ૩ ॥ રાવણ સરીખો રાજીયો ॥ મંદોદરી રાણી ॥ દસ મુસ્તક છેદઈ ગયાં ॥ બધી લંકાં લુંટાણી ॥ સુખ દુખ ॥૪॥ હરિચંદ્ર રાય સત્યવાદીઓ, તારાલોચના રાણી ॥ તેને વીપતી બહુ પડી ॥ ભરયાં નીચ ઘેર પાણી ॥ સુખ દુખ ॥ ૫ ॥ સીતા સરખી સતી નહીં ॥ જેના રામચંદ્ર સ્વામી ॥ રાવણ તેને હરી ગયો ॥ સતી માહા દુખ પામી ॥ સુખ દુખ ॥ ૬ ॥ શીવજી સરખા સતા નહીં ॥ જેની પારવતી રાણી ॥ ભોળવાયા ભીલડી થકી ॥ તપમાં ખામી ગણાણી ॥ સુખ દુખ ॥ ૭ ॥ સરવે દેવને જ્યારે ભીડ પડી ॥ સમરયા આ

તરજામી ॥ ભાવટ ભાગી ભુદરે ॥ મેહેતા નર સઇનો સ્વામિ ॥ સુખ દુખ ॥ પદ ॥ ૫ ॥

॥ રાગ ઊપરનો ॥ ॥ કોણ એ સમાના કામની, દત્ત ફળીએલ રામા; દ્રુપદીની લજ્જા રાખવા, હરી આવ્યા છે સામા ॥ કોણ ॥૧ ॥ વાલોજી ગયાતા વાડીએ ॥ સઘળી ગોપીયો સંગાથે ॥ શેલડીની છોઇ ઉતારતાં ॥ છરી બેઠી છે હાથે ॥ કોણ એ ॥ ૨ ॥ માનીની મંદીર પધારીઆં ॥ ચીથરડુરે લેવા ॥ દ્રુપતીએ ચીર વધેરિયું ॥ હરીને પાટો બંધેવા ॥ કોણ એ ॥ ૩ ॥ ત્રીકમ તેના તાતણા ॥ લખી રાખ્યા છે લેખે ॥ નવસેં નવાણું ચીર પુરીઆં ॥ સભા સઘળીરે દેખે ॥ કોણ એ ॥ ૪ ॥ ગરૂડે ચઢી ગોવિંદ આવીચા, આવ્યા અંતર જામી ॥ ભકત ઉધારણ ભુધરો ॥ મેહેતા નરસૈંનો સ્વામી ॥ કોણ એ ॥ ૫ ॥ પદ ॥ ૬ ॥

॥ અથ બાપદી કરાનો સંવાદ લખ્યો છે ॥

॥ રાગ ચાબખાનો ॥ ॥ માનને કહયું તું મારૂંરે છોકરા ॥ માનને કહયું તું મારૂં ॥ ટેક ॥ નાહાનેથી તુંને મોટોરે કીધો ॥ છોકરૂં

જાણીને મારૂં ॥ઘરડાં માબાપને ગાંઠતોરે નથી ॥ મન થયું છે કાંઇન્યારૂં રે ॥ છોકરા ॥ ૧ ॥ પારકી છોકરીને ફંદમાંરે નાંખી ॥ ને ઘર માંડને તું તારૂં ॥ નાહાની ઉમરમાં ભકિતરે કીધી ॥ તું નથી કરતો કાંઇ સારૂંરે ॥ છોકરા ॥ ૨ ॥ ભકતી કરયા આગળ છે રે દાહાડા ॥ આજથી શું કરયું કાળું ॥ ધોળી દાહાડીમાં ધુળ ઘલાવી ॥ કુળ લજાવ્યું મારૂંરે ॥ છોકરા ॥ ૩ ॥ માળાનાં ગુછળાં ને ટીલાં ટબકાં ॥ ને નામ કાહાડયું બહુ સારૂં ॥ ખાંધ સમાના છોકરા તું શેના મરિ ગયો ॥ મુકીદેને ભજવું વારૂંરે ॥ છોકરા ॥ ૪ ॥ ઘરવાળી તું સાંભળને સાચું ॥ નાક વઢાવ્યું મારૂં તારૂં ॥ કેહે છે ઘેહેલો એમ માગ્યા દમે છે ॥ સમજે તે કંઇક વિચારૂં રે ॥ છોકરા ॥ ૫ ॥ પદ ॥ ૧ ॥

॥ રાગ ઊપરનો ॥ ॥ સાંભળોને મારા બાપારે ॥ વાત મારી ॥ સાંભળોને મારા બાપા ॥ ટેક ॥ મને ઉછેરયો તે પાડ હું માનીશ ॥એવી શીખામણ ના આપો ॥ તમે કહોછો સંસારને માંડ તું ॥ એવું કયાં વળગાડો પાપોરે

ચ્યો ॥ હિંડોરે ॥ ૧ ॥ શીવશનકાદિક મુનીવર નારદ, હિંડોળો દેખન આએ; નંદાજીકો લાલ જુલાવત દેખો, બડી લુટ હમ પાએ; હિંડોળો ॥ ૨ ॥ વ્રજ જુવંતી અટારી ઝાંખે, અપનો તન મન વારે; પ્રેમાનંદદાસકો ઠાકોર, ચીત ચોરા વનહારે ॥ હિંડોરે ॥૩॥ પદ ॥ ૧ ॥

॥ રાગ કાલરો ॥ ॥ હું રંગ રાતી ને છું મદમાતી, શામળિયા સંગ હીંચુરે; કોડ ભરયો અતિ કુંવર નંદનો, આલીંઘન દેઈ સીંચુંરે ॥ હું રંગરાતી ॥૧॥ હીંડાળે હિંચે મારો વાલો, હિંચંતાં કેલ કીજેરે; ઘુમરડી ઘુમરડી ઘુમાવે ગોકુળપતિ, લાહાવો લડસડ લીજેરે ॥ હું રંગ ॥ ૨ ॥ અલ જાઇએ અલવે સર સાથે, વીલસત જુમનાંમાનુરે; લેહેરી લેતાં અંગ સમાગમ, અધુરપાન કીધું છાનુંરે ॥ હું રંગ ॥ ૩ ॥ હિંડાળે ઝુલરાવું તમને, હેતે કરીને ગાયું રે; નરસંઇયાચા સ્વામી સંગે રમતાં, કાનજીની કંઠે વળાવુંરે ॥ હું રંગ રાતીને છું મદમાતી ॥ ૪ ॥ પદ ॥ ૧ ॥

॥ રાગ કાલરો ॥ ॥ હિંડાળે હિંચે મા

રે વાલો, હિંચંતાં રંગ લાગ્યોરે; શામાને શા-
મળિયા સાથે, લાજ તણો ભય ભાગ્યોરે ॥ હીં
ડોળે ॥ ૧ ॥ શામાને સોહાવે દંપતી, રશીયા
શું રસ વાક્યોરે ॥ લેહેરી લેતાં અંગ સમાગમ;
વીચંતડો વર લાક્યોરે ॥હીંડોળે ॥૨॥ દિનોનાથ
હિંડોળે હીંચે, ફુલ્યો મદન મદમાતોરે; નરસં-
ઇયાચો સ્વામી ભલે મળીયો, માનુની આ રં
ગ રાતોરે ॥ હીંડોળો ॥ ૩ ॥ પદ ॥ ૨ ॥

॥ રાગ કાલરો ॥ ॥ ઓ દિસે સખી
મેહુલો આવે, નાઠ્યા મારા નાથ વિદેશીરે; અનં
ગ આહેડીએ ધનુસ્ય ચઢાવ્યું, અમો આબળ
ની પેર કેશીરે ॥ ઓ દિસે ॥ ૧ ॥ અમર ગાજે
ને વીજ ઝબૂકે, મેહૂલીએ ઝડ માંડીરે; મગણા
નાથને શું કહીએ મારી બેની, આને અવસરે
ગયો છાંડીરે ॥ ઓ દિસે ॥ ૨ ॥ આગે દિન દો
હેલડા નીરગમ્યા,દાદુર મોર બીવરાવેરે; મેહુણી
ઓ વાહે જેમ ચાતરૂક, સુતાં સાલ જગાવેરે ॥
ઓ દિસે ॥ ૩ ॥ આણીતરે જેણે હરિના ભ-
જ્યારે, તે નર પશુડાં કહીએરે; નરસંઇયાચા
સ્વામી વીના દહાડલા, દઇવને લેખે લહિએરે

॥ એ દિસે ॥ ૪ ॥ પદ ॥ ૩ ॥

॥ રાગ કાલેરો ॥ ॥ મેહુલો ગાજેને માધવ નાચે, રૂમઝુમ વાગે પાયે ઘુઘરડી, તાલ પખાજ વજાડેરે ગોપી; કૃષ્ણ વગાડે વેણુ વાંસલડી ॥ મેહુલો ॥ ૧ ॥ પેહેરણ ચરણાં ને ચીર ચુંદડી, ઓઢણુ આછી લોભલડી; દાદુર મોર બપઇયા બોલે, મધુરી શી બોલે કોયલડી ॥ મેહુલો ॥ ૨ ॥ ધન વંસીવટ ધન જુમનાં ત્રડ ધન વંદ્રાવનમાં અવતારરે; ધન નરસંઇયાની જીભલડીને, જેણે ગાયો રાગ મલારરે ॥ મેહુલો ॥ ૩ ॥ પદ ॥ ૪ ॥

॥ રાગ માલવ ॥ હિંડોળો નવ રંગો સુજની, જ્યારે જુલે શીવલ્લભરાય; ચાલો સઇરો જોવા જઇએ, આ સુખ શોભા કહી નવ જાય ॥ હીંડોળો ॥ ૧ ॥ નવ રંગ ખંભ કનક અતિ સુંદર, નવરંગ દાંડી ચાર સૂહાય; નવરંગ ચોકી તકીયા ગાદી, નવરંગ મોતી જુમખે છાય ॥ હીંડોળો ॥ ૨ ॥ નવલ લાલ નવરંગી રાધા, નવરંગ જુવંતી ઢોળે વાય; નવરંગ મોર કળા કરી નાચે, નવરંગ જુમનાં લેહેરે જાય

॥ હિંડોળે ॥ ૩ ॥ નવ રંગ પુસ્પ વ્રષ્ટી વ્રજ ઉપર, ઇંદ્ર મુદિત ત્યાંહાં દુંદભી વાય; નવરંગ ભકત તણાં મન પ્રફુલીત, માધવદાસ ઊમંગી જસ ગાય ॥ હિંડોળો ॥ ૪ ॥ પદ ॥ ૧ ॥

॥ રાગ માલવ ॥ ॥ હિંડોરે ઝુલે નન્દાનંદન, લાડકડી ભ્રખુભાન કુમાર; નવજોબન નવરંગી બાળા, નવલ નવલ બની બ્રજકી બાળ હિંડોરે ॥ ૧ ॥ હિંડોળે નવરંગ માણેક જડીઆં, નવસત ભુષણ સોહે અંગ નવ શણગાર સજ્યા બ્રધા નેણી; નવરંગ ચોળી સોહે અંગ, હિંડોરે ॥ ૨ ॥ નવલ વ્રષારતૂ સુંદર દિસે, ઝરમરે ઝરમર વરસે મેઘ; જગ ગામની દામની અતિ દમકે, નવરંગ ગીરધર નવલો નેહ; હિંડોરે ॥ ૩ ॥ નવલ વ્રંદાવન નવલ વ્રલીલા, નવલી ગોપી હરીની પાસ; ભણે નરસૈંયો સુખ સાગરમાં, શું જઇ કરીએ વઇકુંઠ વાસ, હિંડોળે ॥ ૪ ॥ પદ ॥ ૨ ॥

રાગ સોરઠ–સામેરી ॥ ॥ અનીહાંરે હિંડોરે ઝુલે શ્રી કુંજબીહારી, સંગે શોભીત શ્રી રાધેપ્યારી; અનીહાંરે કદમકી ડારે હીંડોરો

સોહે, લખ સુખ રતિપતિ કોમન મોહે ॥

॥ ઢાળ ॥ ॥ અની હાં હાંરે હો લખ સુખ રતી પતીકો મનમોહે ॥ શશી સુરજ ફીકે પડે ॥ શેશ સારદા આર અજ ॥ એ હરશકું આગે ખડે ॥ ૧ ॥ અની હાં હાં હાં રે હો હંસ મોર ચકોર ચાતુક ॥ ॥ બપૈઆ અરૂકીર ॥ લલીતા વિશાખા દેત જોટીકા ॥ તારૂણીતન આતીર ॥ ૨ ॥ અની હાં હાં હાં રે હો તાલમરદંગ અરૂ બેનુ બાજે ॥ ગોપી ગુણ ગાવે સહુ ॥ દાસ નાહાનો નીરખી લાલા ॥ ભીરનીશાંએ એમ લહ્યું ॥ ૩

॥ પદ ॥ ૧ ॥ ॥ સાખી ॥ ॥ સુંદરપર નર શામળો ॥ સુંદર બ્રજની બાળ ॥ સુંદર બાંધ્યું જુલણું ॥ અતી સુંદર કદમની ડાળ ॥ ૧

॥ચાલ॥ ॥ અની હાં હાં હાં રે સુંદર કદમની ડાળ, અતી સુંદર જુલન પાલ ત્યાં જુલે શ્રી મદન ગોપાળ, જુલાવંતી અબળા બાળ ॥ ૧ ॥ નવરંગી ડાંડી ચાર, ગાદીને તકીયા સાર, બાંધી ચોકી રત્ન જડાવ, ગુચ્છા મોતીનો લળકાવ, સખી સહુ ઘુમરડી ઘાલે, માંહી મોહન બેઠા માહાલે, રૂઘનાથના સ્વામીની પા

સ શ્રી રાધાજી બેઠા વીલાસ ॥ ૧ ॥

રાગ મલાર ॥ ॥ ઝુલનકો દીન આયો, ॥ હિંડોરે માઇ, ઝુલનકો દીન આયો, ગરજ ત ગગન શ્રી દામની ચમકત, રાગ મલાર ઝ માયો, હિંડોરે માઇ ॥ ૧ ॥ કંચન ખંભ સુંઢા ર બનાયો, બીચબીચ હીરલા લગાયે ડાંડી ચા ર સુદેશ સુહાઇ, પટોળી હે મજડાય, હીંડોરે મા ॥ ૨ ॥ નાની બીધકે કુશુમ મનોહર, મોતી યન ઝુમકે છાયો, મધુર મધુર ધુની બેન બજા યે, દાદુર મોર જીવાએ ॥ હિંડોરે માઈ ॥ ૩ ॥ રમકની ઝમક બની પાઆ પ્યારા કંકની શબ્દ સુહાયો. ચતુરભુજ પ્રભુ ગીરીધરના લાલસંગ, માનુની મંગળ ગાયો ॥ હીંડારે ॥૪॥ પદ ॥૧૦॥

॥રાગ મલાર ॥ શામ ઘટા ચઢ આઇ બ્રજપર શામ ઘટા ચઢઆઇ, કોપ્યો ઇંદ્ર માહા અભીમાની; ગોકુળ દીયોહે બીહાઇ ॥બ્રજપ ર ॥ ૧ ॥ મુશળધારાએ મેહુલો વરસત, બહુ બુંદઝડી લગાઇ, ગોપી ગોવાલ સબ ભીંજન લાગે, ભીંજત કુંવરકનાઇ, બ્રજપર શામ ॥ ૨॥ ગીરી ગોવરધન કર પર ધર્યો, સબ ગોકુલ યાં

સે બુલાઇ, સુરદાસ જલ ઊમંગ રહયોહે, ફીર ગઇ કૃશ્ન દુવાઇ, ॥ બ્રજપર ॥ ૩ ॥ પદ ॥ ૨ ॥

રાગ મલાર ॥ ભાગત બુંદ કટારી, પીયા બીના લાગત બુંદ કટારી, જાકે પીયા પરદેશ સધારે, કેસે જીવે એની નારી, પીયાબીના ॥ ૧ ॥ દાદુર મોર બપઇયારો બોલત, ઓકી છબીહે ન્યારી, સુરદાસ પ્રભુતી હારે મીલનકુ, તુમ જીતે હમ હારી, પી ॥ ૨ ॥ પદ ॥ ૩ ॥

॥ રાગ મલાર ॥ બુંદ ભીજત મોરી સાડી મેં કેઘે આવું, બુંદ ભીજત, ગગન જતને દુજો કૃજકાર, માંસરી રાત અંધારી ॥ મેં કેસે ॥ ૧ ॥ એક દુજો મે હકીમથની; આવતહે જુમના જલ ભારા; સુરદાસ પ્રભુ દીજે કમલીયાં. અઇ મીસરી પરદારી ॥ મેં કેહે ॥ ૨ ॥ પદ ॥૪॥



## જાહેર ખબર.

સરવે સદગ્રહસ્થોને ખબર આપવામાં આવે છે કે હરેક જાતની ચોપડીઓ જે સાહેબોને રાખવાની મરજી હોય તે સાહેબોએ નીચે સહી કરનારની પાસેથી પત્ર લખી રોકડી કીમતે મંગાવવી ને પઈસા પોષ્ટ મારફતે મોકલવા પઈસા મળેથી ચોપડીઓ મોકલવામાં આવશે નાટપેટ કાગળ લેવામાં નહી આવે,

બુક સેલર — મગનલાલ દેવચંદ.

" — મગનલાલ વરજ ભુખણદાસ.

" — ફકીરભાઈ કીલાભાઈ.

" — લલ્લુભાઈ અમુલખ.

" — મોતીલાલ મગનલાલ.

# જાહેર ખબર.

સરવે સદગ્રહસ્થોને ખબર આપવામાં આવેછે કે નિચે લખેલી ચોપડીઓ ઘણીજ સારી સુધારાથી બનાવેલી હમારા પ્રેસમાં છપાયેલી છે.

કાવ્યરતનાવળી. કલગીની લાવણીઓ. સાંમુદરીગગ્રંથ મોટો તથાસુકનાવળી. સુકનાવળી પ્રભાતિયા ગજરામારૂ સખાવતનામા અસ્ત્રીમનોરંજક ગરબાવળી છરાગનાઓછવની પદમાળા ક્રિમિનલલનો કાયદો.

આ ઉપર બતાવ્યા શિવાય જે કાંઇ ચોપડીઓ જોઇતી હશેતો હમારે ત્યાંથી તથા નિચે બુકસેલરોની સહીઓ છે તેમને ત્યાંથી શસ્તી કિંમતે ઘણા ફાયદાથી મળશે.

બુકસેલર--મગનલાલ વરજભુખણદાસ
,, લલુભાઇ અમુલખદાસ
,, મોતીલાલ મગનલાલ
,, મગનલાલ દેવચંદ
,, ફકીરચ્ચંદ કાલાચંદ